★ બિસ્મિહી તઆલા ★

✻ પ્રકાશન નં. ૧૯૮ ✻

# બીમારપુસીં

સંપાદક :

હસન ભડકોદ્રવી



પ્રકાશન અને પ્રસારણ વિભાગ
દારુલ ઉલૂમ અરબિય્યહ ઇસ્લામિય્યહ, ભરૂચ
મહમૂદનગર, મુ.પો. કંથારીઆ-૩૯૨૧૬૭
તા. જિ. ભરૂચ (ગુજરાત) ઇન્ડીયા.

# બીમારપુર્સી

બીમારપુર્સી લોકસેવાનો એક મહત્ત્વંત અંશ છે. બીમારની તીમારદારી (પરિચર્યા) અને બીમારની ખબરઅંતર પૂછવાને ઈસ્લામી નિઝામે અખ્લાકમાં અતિ મહાન હેસિયત પ્રાપ્ત છે. આપને આગળ આ લેખમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તે પવિત્ર ઈરશાદ જોવા મળશે, જેમાં કોઈ બંદાની ઇયાદત (સુશ્રુષા) કરવાને અલ્લાહ તઆલાની ઈયાદત કરવા સમાન લેખાવ્યું છે, જ્યારે કે તેની ઝાત આવા તમામ પ્રકારના સંબંધોથી પવિત્ર અને ઉચ્ચતર છે.

આ લેખમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તે સઘળાં ઇરશાદાતને એકત્ર કરવાનો પ્રયાસ કરાયો છે, જે આ વિષયમાં કોઇ પણ રીતે માર્ગદર્શન પૂરું પાડે છે. જેમ કે, ઈયાદતના અહકામ, ઈયાદતનો સવાબ, ઈયા-

દતના આદાબ, ઈયાદતની દુઆઓ અને આ વિષેના અન્ય ઈરશાદાતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.

## ઈયાદતનો હુકમ :

ઈયાદત યા બીમારપુર્સી વિષે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કેટલાક ઈરશાદાત અત્રે ટાંકવામાં આવે છે :

(૧) હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) બયાન કરે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"ભૂખ્યાને ખાણું ખવરાવો અને બીમારની ઈયાદત કરો, બીમારની ખબર પૂછવા જાઓ." (બુખારી શરીફ)

(૨) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"પ્રત્યેક મુસલમાન પર બીજા મુસલમાનના પાંચ હક્કો છે, જે પૈકી બે આ છે :

—સલામનો જવાબ દેવો.
—બીમારની ઈયાદત કરવી." (બુખારી–મુસ્લિમ)

(૩) હઝરત બરાઅ ઈબ્ને આઝિબ (રદિ.) બયાન કરે છે કે અમને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બીમારની ઈયાદતનો હુકમ દીધો. (બુખારી–મુસ્લિમ)

(૪) સહાબએ કિરામ (રદિ.)માંથી જ્યારે કોઈ બીમાર પડી જતું તો હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમની ઈયાદત માટે તશરીફ લઈ જતા હતા. (ઝાદુલ મઆદ)

બીમારપુર્સીનો સવાબ :

હઝરત અલી મુર્તઝા (રદિ.) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ આ પ્રમાણે નકલ કરે છે :

"જે માણસ સાંજે કોઈ બીમારની ઈયાદત કરે છે તો તેની સાથે સિત્તેર હજાર ફરિશ્તા નીકળે છે અને સવાર સુધી એના માટે મગફિરતની દુઆ કરે છે અને તેના માટે જન્નતમાં એક ટૂકડો નક્કી થઇ જાય છે અને જે માણસ કોઇ બીમારની ઈયાદત માટે સવારમાં આવે છે તો તેની સાથે સિત્તેર હજાર ફરિશ્તાઓ નીકળે છે અને સાંજ થતાં સુધી તેના માટે મગફિરતની દુઆ કરતા રહે છે તથા તેના માટે જન્નતમાં ફળફળાદી અને મેવાઓનો એક બાગ મખ્સૂસ થઈ જાય છે." (સુનનુ અબી દાવૂદ)

હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે :

"જેણે વુઝૂ કર્યું અને સુંદર વુઝૂ કર્યું અને પોતાના મુસલમાન ભાઇની ઈયાદત કરી તો તે જહન્નમથી સિત્તેર વર્ષના અંતર જેટલો દૂર થઈ ગયો." (અબૂ દાવૂદ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

"જે માણસ કોઈ બીમારની ઈયાદત કરે છે અથવા પોતાના કોઈ લિલ્લાહિ ભાઇની ઝિયારત કરે છે તો અલ્લાહ તઆલા પુકારે છે કે તમે ઘણા જ સારા માણસ છો, તમારું

ચાલવું પણ મુબારક છે અને તમે જન્નતમાં ઠેકાણું બનાવી લીધું." (મુસ્નદે અહમદ, જન્નતકી ૪૦ રાહેં-૨૯)

હઝરત સવબાન (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

"જ્યારે કોઈ મુસલમાન પોતાના મુસલમાન ભાઈની ઈયાદત કરે છે તો તે જ્યાં સુધી પાછો ફરતો નથી ત્યાં સુધી જન્નતના ખુર્ફહમાં રહે છે. પૂછવામાં આવ્યું : હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ! જન્નતના ખુર્ફહથી શું મુરાદ છે? આપે ફરમાવ્યું : એનાં મેવા અને ફળ." (મુસ્લિમ)

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

"જે માણસ કોઈ બીમારની ઈયાદત કરે છે તો તે રહમતમાં ઘૂસી જાય છે અને જ્યારે તેની પાસે બેસે છે તો અલ્લાહ તઆલાની રહમત તેને ઢાંકી લે છે."
(કશ્ફુલ અસ્તાર, અહમદ, બઝાર)

બીમારે ઈયાદત માટે આવનારાઓની સામે ખાવા કે પીવાની કોઈ ચીજ ધરવી જોઈએ, કારણ કે હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે એક કોમના કેટલાક લોકો એમની પાસે ઈયાદત માટે આવ્યા તો એમણે કહ્યું : હે દીકરી! અમારા સાથીઓ માટે કંઈક લઈ આવો, ચાહે તે એક ટુકડો જ કેમ ન હોય, કારણ કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમથી સાંભળ્યું : "મકારિમે અખ્લાક (સુંદર અખ્લાક) જન્નતના આ'માલમાંથી છે."

(મુઅજમે અવસત લિત્તબરાની)

**બંદાની ઈયાદત એટલે અલ્લાહની ઈયાદત :**

હઝરત અબૂ હુરયરહ (રઝિ.) રિવાયત કરે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલા કિયામતના દિવસે ફરમાવશે, હે આદમ (અલૈ.)ના પુત્ર! હું બીમાર પડેલો તો તેં મારી ઈયાદત ન કરી. બંદો અરજ કરશે, હે મારા રબ! તું રબ્બુલ આલમીન છે, તમામ જગતોનો પાલનહાર છે. હું તારી ઇયાદત કેવી રીતે કરત?!"

અલ્લાહ તઆલા ફરમાવશે :

"તું જાણતો હતો કે મારો ફલાણો બંદો બીમાર છે; પરંતુ તેં એની ઇયાદત ન કરી. કાશ, તું જાણતો હોત કે જો તું તે બંદાની ઇયાદત કરત તો મને તેની પાસે પામત!" (મુસ્લિમ શરીફ)

આપે જોયું કે ખિદમતે ખલ્ક–લોકસેવાના આ મહત્ત્વંત અંશનો દરજ્જો કેટલો ઊંચો છે. અલ્લાહ તઆલાએ બંદાની ઇયાદતને પોતાની ઇયાદત સમાન લેખાવી છે, હાલાંકે તેની પવિત્ર ઝાત આવા તમામ તકાદાઓથી પર અને ઉચ્ચતર છે.

બીમારપુર્સીના સંદર્ભમાં આ વાત ખાસ ઉલ્લેખનીય છે કે બીમાર માટે સ્વજન અથવા પરાયા હોવાનું કોઈ બંધન નથી. કોઈ પણ હોય, અમીર હોય કે ગરીબ, રિશ્તેદાર હોય કે ગેર રિશ્તેદાર, પરિચિત હોય કે અપરિચિત, દરેકની તીમારદારીનો અજર મળે છે.

## મિઝાજ-પુર્સીની રીતભાત :

હઝરત અબૂ ઉમામહ (રદિ.) બયાન કરે છે કે બીમારની મિજાઝ-પુર્સી આ પ્રમાણે કરો કે તમે એની પેશાની પર પોતાનો હાથ મૂકો અથવા એના હાથ પર હાથ મૂકો અને એને પૂછો : તબીઅત કેવી છે? (તિરમિઝી શરીફ)

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારની પાસે તશરીફ લઈ જતા અને તેના સિરાણે બેસી પૂછતા : "તબીઅત કેવી છે?" (ઝાદુલ મઆદ, અહકામે મય્યિત)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઇયાદત માટે તશરીફ લઇ જતા તો બીમારની પેશાની અને નબ્ઝ (નસ) પર હાથ મૂકતા અને જો તે કોઇ ચીઝ માંગતો તો તે ચીઝ મંગાવતા અને ફરમાવતા : બીમાર જે માંગે તે એને આપો, અગર તે ચીઝ તેના માટે નુકસાનકારક ન હોય તો. (હિસ્ને હસીન)

કદી આપ બીમારની પેશાની પર હાથ મુબારક મૂકતા, પછી તેની છાતી અને પેટ પર હાથ મુબારક ફેરવતા અને દુઆ કરતા : હે અલ્લાહ! એને શિફા દે... (ઝાદુલ મઆદ)

મિઝાજ–પુર્સી વિષેની લગભગ આ જ પ્રકારની અન્ય એક હદીષ હઝરત ઈબ્નુસ્સિન્ની (રદિ.)થી રિવાયત થયેલી છે. ફરમાવે છે :

"બીમારની તીમારદારીનો તરીકો આ છે કે તમે બીમાર પર પોતાનો હાથ મૂકો અને તેને પૂછો કે આપની સવાર કેવી ગુઝરી? આપની સાંજ કેવી પસાર થઈ?"

ઉપરોકત અહાદીષથી સ્પષ્ટ થાય છે કે બીમારની તીમારદારીનો હેતુ માત્ર ખબર અંતર પૂછવાનો જ નથી; બલકે મૂળ ઉદ્દેશ બીમારને રાહત અને સુકૂન પહોંચાડવાનો છે. આપણે કોઈનું દર્દ તો વહેંચી શકતા નથી; પરંતુ સૌમ્ય સ્વભાવ, મિલનસારી અને સુંદર વાણીથી તેનું દિલ જરૂર બહેલાવી શકીએ છીએ અને તેનો ગમ જરૂર હલકો કરી શકીએ છીએ.

બીમારના માથે હાથ મૂકવાથી અથવા તેના હાથ પર હાથ મૂકવાથી જ્યાં તેના તાવની તીવ્રતાનો ખ્યાલ આવે છે. ત્યાં એનાથી પોતાની દિલચસ્પી અને બેતકલ્લુફી (ઘનિષ્ઠ સંબંધ) પણ પ્રગટ થાય છે, અને આ તે ચીઝ છે, જેની એક બીમારને શાયદ જરૂરત રહે છે.

## બીમારની સાથે ખુશદિલી :

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મશહૂર સહાબી છે. આપ હુઝૂર સલ્લમનો ઈરશાદ નકલ કરે છે :

"જ્યારે તમે કોઇ બીમારની પાસે જાઓ તો તેની સાથે તેની દરાઝીએ ઉમર (દીર્ઘ આયુષ્ય) વિષે વાતચીત કરો, કારણ કે એવી વાતો બનનારી કોઈ ચીઝને ટાળી શકવાની તો નથી. અલબત્ત, એનાથી બીમારનું દિલ ખૂશ થઇ જાય છે." (ઇબ્ને માજહ)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક ગામડિયાની ઇયાદત માટે તશરીફ લઈ ગયા અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મા'મૂલ (કાર્યનીતિ) આ હતો કે જ્યારે આપ કોઈ બીમારની ઈયાદત માટે તશરીફ લઈ જતા તો એને ફરમાવતા :

لَا بَأْسَ طَهُوْرٌ اِنْشَاءَاللّٰهُ

[કોઇ ખતરાની વાત નથી. જો અલ્લાહ તઆલાએ ચાહ્યુ તો આ બીમારી તમારા માટે પાકીઝગી અને સલામતીનું નિમિત્ત બની જશે.]

આ સંદર્ભમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો અન્ય એક ઇરશાદ છે :

"જ્યારે તમે કોઈ બીમારની પાસે જાઓ તો એની સાથે સારી વાતો કરો."

હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે જ્યારે તમે બીમારની

પાસે જાઓ અથવા કોઈ કરીબુલ મર્ગ (મૃત:પ્રાય) માણુ-સની પાસે જાઓ તો તેની સામે ભલાઈનો કલિમહ (ભલી વાતો) ઝબાનથી કાઢો, કારણ કે તમે જે કાંઇ કહો છો તેના પર ફરિશ્તા આમીન કહે છે. (મુસ્લિમ–મિશ્કાત)

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉપરોક્ત ઈરશાદાતથી માર્ગદર્શન મળે છે કે :

(૧) બીમારની સાથે તેના દીર્ઘ–લાંબા જીવન વિષે વાતચીત કરો. બેશક, તમારી વાતોથી કઝાએ ઈલાહી ટળ વાની નથી; પરંતુ બીમારના દિલને જરૂર શાંતિ–સુકૂન અને સંતોષ મળશે.

(૨) બીમારને આશ્વાસન આપો કે અલ્લાહ તઆલાએ ચાહ્યું તો ભય જેવું કશું નથી, જલદી સારૂં થઈ જશે.

(૩) જ્યારે પણ કોઈ બીમારની પાસે જવાનું થાય તો તેનાથી સારી વાતો કરો. નિરાશાજનક અને ભયાવહ વાતો ન કરો.

**મુખ્તસર ઈયાદત :**

ઈયાદતના વિષય પર હઝરત સઈદ ઈબ્નુલ મુસય્યિબ (રદિ.)થી આ હદીષ બયાન થયેલી છે :

"અજર અને સવાબની દૃષ્ટિએ અફઝલ ઇયાદત આ છે કે બીમારની પાસે થોડો સમય રોકાણ કરવામાં આવે."

(ફ્હુલ કદીર)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે બીમારોની પાસે ઇયાદત કરવામાં શોર અને કોલાહલ ન કરવો અને થોડું બેસવું પણ સુન્નત છે. (મિશ્કાત શ.)

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"બીમારની ઈયાદત માટે જનાર માણસ તેની પાસે વધુ વાર ન બેસે, કારણ કે બીમારની પાસે વધુ વાર બેસવું નાપસંદ વાત છે."

બીમારની મુનાસિબ બીમારપુર્સી આ છે કે બીમારપુર્સી કરવાવાળો તેની પાસેથી જલદી ઉઠી જાય.

(ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

નબીએ ઉમ્મી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હિકમતપૂર્ણ-ડહાપણભર્યા ઈરશાદાત પર ચિંતન-મનન કરો. એમાં હિકમત અને બુદ્ધિના કેટલાં ખઝાના છુપાયલાં છે અને એવું કયું પાસું છે જે આપની નજરથી અદશ્ય રહી ગયું હોય. ખરેખર, આપ ખત્મુલ મુરસલીન અને રહમતુલ લિલ્આલમીન છે.

ઈયાદત માનવજીવનમાં ખિદમતે ખલ્ક (લોકસેવા)નો એક નાનકડો અંશ છે; પરંતુ અમલમાં નાનકડા, પણ અજરમાં મોટા. આ કામના દરેક પાસા ઉપર પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પ્રકાશ પાડયો છે. ફરમાવે છે : બીમારની ઈયાદત કરો કે આ એક મોટી ઈબાદત છે; પરંતુ તેની પાસે થોડી વાર થોભો. બીમારની પાસે ઈયાદતે જના-

રાઓનું લાબું રોકાણ મકરૂહ (નાપસંદ) કૃત્ય છે. વ્યવહારૂ જીવનમાં આપણે નિહાળીએ છીએ કે ખરેખર, લાંબા રોકાણથી બીમારને, બીમારના ઘરવાળાઓ અને સંબંધીઓને ભારે મૂંઝવણ થાય છે.

અલબત્ત, જે બેતકલ્લુફ માણસને બીમાર પોતે પોતાની તસલ્લી અને આનંદ માટે બેસાડવા ચાહે તો તેને વધુ સમય બેસાડવામાં કશો વાંધો નથી.

## ત્રીજા દિવસ પછીની ઈયાદત :

હઝરત અનસ (રદિ.)નું બયાન છે કે રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારની ઈયાદત ત્રણ દિવસ પછી ફરમાવતા હતા. (ઇબ્ને માજહ, બૈઝાની, તબરાની)

હઝરત અનસ (રદિ.)નું ઉપરોક્ત બયાન કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્રણ દિવસ પછી બીમારની ઈયાદત માટે તશરીફ લઈ જતા હતા, શકય છે કે આ બયાન કોઈ ખાસ પ્રકારના બીમાર માટે હોય. આ પણ સંભવ છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અત્યંત પ્રવૃત્ત જમાનાની આ સ્થિતિ હોય. મદની ઝિંદગીમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રાત-દિવસ દીનની તબ્લીગ, યાદે ઇલાહી અને આપની ખિદમતમાં આવતા પ્રતિનિધિ મંડળોની મુલાકાતોના કારણે આપ બેહદ વ્યસ્ત રહેતા હતા. વારંવાર કાફિરોના આક્રમણો થઇ રહ્યાં હતાં. નિતનવી સમસ્યાઓ ઉપસ્થિત થતી હતી. આ સર્વ છતાંય આપ ખિદમતે ખલ્કના પોતાના આ પુરાણા અંદાઝને વળગી રહ્યા.

"ઝાદુલ મઆદ" (અહકામે મય્યિત)માં છે કે બીમારની ઈયાદત માટે કોઈ દિવસ યા સમય નિયુક્ત કરવું નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સુન્નતમાંથી ન હતું; બલકે આપ રાતદિવસ ગમે તે સમયે (જરૂરત મુજબ) બીમારોની ઈયાદત ફરમાવતા હતા.

અલબત્ત, ઇયાદત માટે યોગ્ય સમયની પસંદગી પણ અત્યંત જરૂરી છે. બીમારના આરામના સમયે અથવા તેના કોઇ નિત્યક્રમ (મા'મૂલ)માં ખલેલ પડે એવા સમયે જવું દુરુસ્ત નથી. તીમારદારોને પહેલેથી પૂછી લેવું બેહતર છે કે ઇયાદતનો મુનાસિબ સમય શું રહેશે.

મવલાના મુફ્તી જસ્ટિસ મુહમ્મદ તકી ઉસ્માની સા. લખે છે :

"જો કોઈ માણસથી મુલાકાત બીમાર માટે નુકસાનકારક હોય તો એવી સ્થિતિમાં મુલાકાતનો આગ્રહ કરવો બિલકુલ નાજાઇઝ છે. એવી સ્થિતિમાં બહારથી જ ખબર અંતર પૂછી લેવાથી અને દુઆ કરવાથી ઇયાદતની ફઝીલત પ્રાપ્ત થઈ જાય છે. બીમારને બતાવવાની ઝાઝી જરૂર નથી. જો બીમારનું દિલ ખૂશ કરવાનો હેતુ હોય તો તીમારદારોને કહી દેવું જોઇએ કે તેઓ કોઈ યોગ્ય સમયે બીમારને જાણ કરી આપે કે ફલાણો માણસ આપની ઈયાદત માટે આવ્યો હતો અને તે આપના માટે દુઆ કરે છે." (આસાન નેકિયાં)

ગેરમુસ્લિમની ઈયાદત :

બુખારી શરીફમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે

કે એક યહૂદી છોકરો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમત કરતો હતો. તે બીમાર પડયો તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એની ઈયાદત માટે તશરીફ લઈ ગયા અને તેને ઈસ્લામની દાવત દીધી. તેણે ઈસ્લામ સ્વીકારી લીધો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સુંદર અખ્લાકે અને એક ખાદિમની ઈયાદત માટે તશરીફ લઈ જવાની વાતે તેને ઈસ્લામની તરફ ખેંચી લીધો.

## બીમારને નમાઝની તલ્કીન :

હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી ઇયાદત માટે તશરીફ લાવ્યા. હું સૂતેલો હતો. મને પેટના દર્દની શિકાયત હતી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું : "હે અબૂ હુરયરહ ! શું તમારા પેટમાં દર્દ છે ?" મેં અરજ કરી : "હા, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !" હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "ઊઠો, નમાઝ પઢો, કારણ કે નમાઝમાં શિફા છે."

(ઇબ્ને માજહ)

નમાઝને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મુઅ-મિનની મે'રાજ લેખાવી છે અને તેને તવજ્જુહ ઇલલ્લાહ (અલ્લાહ પ્રતિ ધ્યાન કેન્દ્રિત કરવા)નો બેહતરીન ઝરીયો ગણાવી છે. અલ્લાહ તઆલાના બંદા જયારે નમાઝની નિય્યત બાંધે છે તો દુનિયાની દરેક ચિંતાથી આઝાદ અને દરેક ગમથી બેપરવા થઈ જાય છે. નમાઝમાં પઢાતી દુઆઓ,

નમાઝના ઈશારા અને હરકતો આ જ જાહેર કરે છે.

આ હદીષે પાકમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સદા સાથે રહેનાર પોતાના જલીલુલ કદ્ર સહાબી હઝરત અબૂ હુરયરહ (રદિ.)ને નમાઝનો એક અન્ય ફાયદો બતાવ્યો કે કોઇ દર્દ-ગમ હોય યા તકલીફ હોય તો નમાઝ માટે ઊભા થઇ જાઓ. અલ્લાહ તઆલા તે તકલીફને દૂર કરી દેશે, કારણ કે નમાઝમાં શિફા છે.

## હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયયહિ વ સલ્લમની આંખોમાં આંસૂ :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તીમારદારીનો એક વિસ્તૃત બનાવ નકલ કર્યો છે. ફરમાવે છે :

"હઝરત સઅદ ઈબ્ને ઉબાદહ (રદિ.) બીમાર પડયા. રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એમની ઈયાદત માટે તશરીફ લઇ ગયા. સહાબએ કિરામ (રદિ.)માંથી હઝ-રત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ, હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિયલ્લાહુ તઆલા અન્હુમ) આપની સાથે હતા. જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સઅદ ઈબ્ને ઉબાદહ (રદિ.)ની પાસે પહોંચ્યા તો એમને બેભાન અવસ્થામાં પામ્યા. આપે (સલ્લ-લ્લાહુ અલયહિ વ સલ્લમ) પૂછયું કે વફાત પામ્યા છે? જવાબ દીધો : હે અલ્લાહના રસૂલ સ લલ્લાહુ અલયહિ વ સલ્લમ!

ના. પછી રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે રડી દીધું."

ત્યાર બાદ હદીષના રિવાયતકર્તાનું બયાન છે કે :

"જ્યારે હાજરજનોએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આવી હાલતમાં જોયા તો તેઓ પણ રડવા માંડયા. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે શું તમે સાંભળતા નથી? અલ્લાહ તઆલા આંખોના અશ્રુઓ પર અને દિલના રંજગમ પર કોઈ સઝા ફરમાવતો નથી. (ઝબાનની તરફ ઈશારો કરતાં ફરમાવ્યું) અલબત્ત, આનાથી અઝાબ આપે છે યા રહમ ફરમાવે છે."

(મુસ્લિમ, બુખારી)

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર જીવનના આ બનાવથી આ બોધપાઠ મળે છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આંસુઓથી રડવા અને દિલથી ગમગીન થવાને એક ફિતરી અને જાઈઝ બાબત લેખાવી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે પણ ગમગીન થયા અને આંખો અશ્રુભીની થઇ ગઇ તથા પોતાની ઉમ્મતને પણ આ પ્રમાણે ગમનો ઈઝહાર કરવાની છૂટ આપી; પરંતુ જીભની તરફ ઈશારો કરતાં ફરમાવ્યું કે જીભ દ્વારા નીકળેલા શબ્દો અલ્લાહ તઆલાની રહમત અને કરમનો ઝરીયો પણ બને છે અને અઝાબ તથા સઝાનું નિમિત્ત પણ. કલિમાતે ખૈર—સારા શબ્દો અલ્લાહ કરીમની રહમતને દાવત આપે છે અને શિકવા—શિકાયતની વાતો તેના અઝાબને આમંત્રણ આપે છે.

હિન્દુ જાતિઓમાં રિવાજ હતો કે મરનારના સિરાણે અને તેની સ્મશાન યાત્રાની સાથે શોકગ્રસ્તો કાયદેસર શોક-પ્રદર્શન કરતા, એક ખાસ અંદાજમાં રડાકૂટ અને માતમ કરતા, છાતીઓ કૂટતા, પોતાનાં માથામાં રાખ નાખતા. કેટલીક જગ્યાએ આ કામ ભાડૂતી લોકો દ્વારા કરાવાતું.

આજે પણ જાહિલોમાં સ્ત્રીઓ એક બીજાના ગળે વળગી વળગીને માતમ કરે છે, આંસુ આવે કે ન આવે, દિલ રડે યા ન રડે, પણ તેઓ બુલંદ અવાજે માતમ જરૂર કરે છે. એ જ કારણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઝબાનને રહમત અને અઝાબ માટે નિમિત્ત ઠરાવી છે.

## ઇયાદતની મસ્નુન દુઆઓ :

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈ બીમારની પાસે તશરીફ લઈ જતા અથવા કોઈ બીમારને આપની ખિદમતમાં હાજર કરાતો તો આપ આ દુઆ ફરમાવતા :

اَذْهِبِ الْبَاْسَ رَبَّ النَّاسِ وَاشْفِ اَنْتَ الشَّافِىْ
لَاشِفَاءَ اِلَّاشِفَاءُكَ شِفَاءً لَّايُغَادِرُ سَقَمًا

અર્થ : હે તમામ લોકોના પરવરદિગાર! આ બીમારની તકલીફને દૂર ફરમાવી દે અને શિફા અતા ફરમાવ, તું જ શિફા આપનાર છે, તારા સિવાય કોઈની પાસે શિફા નથી,

એવી શિફા અતા ફરમાવ કે બીમારીનો કોઈ અંશ ન છોડે. (બુખારી શ.)

ઉપરોક્ત દુઆના આ બે વાકયો પર ખાસ ધ્યાન આપો :

(૧) અઝ્હિબિલ બા'સ રબ્બન્નાસ....

"બા'સ"નો અર્થ તીવ્રતા, ઉગ્રતા, મુસીબત, તકલીફ, નિર્ધનતા અને લડાઈ છે. (મુફરદાતુલ કુર્આન–રાગિબ). જાણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દુઆ આવી રહેતી કે હે જગતના પાલનહાર! આ બીમારને હરેક પ્રકારની સખતાઇ, મુસીબત અને તકલીફથી છુટકારો આપ.

(૨) ઇશ્ફિ અન્તશ્શાફી...

હે કરીમ મવલા! શિફા તારા જ હાથમાં છે. તું પોતાની કુદરતથી બીમારને શિફા અતા ફરમાવ. શિફા પણ એવી કે જેના પછી કંઇ 'સકમ' (બીમારી) બાકી રહેવા ન પામે.

'સકમ' હરેક પ્રકારના શારીરિક રોગને કહે છે. (મુફરદાતુલ કુર્આન–રાગિબ)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) હઝરત રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે જ્યારે કોઈ માણસ કોઈ બીમારની ઈયાદત કરે તો સાત વાર આ દુઆ પઢે :

اَسْأَلُ اللّٰهَ الْعَظِيْمَ رَبَّ الْعَرْشِ
الْعَظِيْمِ اَنْ يَّشْفِيَكَ ط

અર્થ : તે અલ્લાહ જે પોતે મહાન છે અને મહાન અર્શનો માલિક છે, હું તેનાથી સવાલ કરું છું કે તે આપને શિફા અતા ફરમાવે. [મુસ્તદરકે હાકિમ, સુનને અબી દાવૂદ, તિરમિઝી]

આ ટુંકી દુઆને મોઢે યાદ કરી લો, કંઠસ્થ કરી લો.

દુઆ ન તો અસ્બાબને છોડી દેવાનું નામ છે અને ન તો ઇલાજ તથા સારવારથી મુક્ત થઇ જવાનું નામ છે; બલકે એકમાત્ર શાફીના દરબારમાં બીમારની શિફા અને તંદુરસ્તી માટે દિલના ખુલૂસથી વિનમ્ર ઇલ્તિજા (અભ્યર્થના) છે. આ જ કારણે તો સાત વાર પઢવાનું ફરમાવ્યું.

રહમતે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે જો મૌતનો સમય જ હજુ આવ્યો નથી તો અલ્લાહ તઆલા બીમારને આ દુઆની બરકતથી જરૂર શિફા અતા ફરમાવી દે છે. [અબૂ દાવૂદ, તિરમિઝી]

હવે આ કેવી રીતે ખબર પડે કે અંતિમ સમય આવી ગયો છે કે નહિ? જેથી શિફા માંગતા જ રહેવું જોઇએ.

હઝરત સલમાન ફારસી (રદિ.)થી એમનો પોતાનો બનાવ સાંભળો, ફરમાવે છે કે જ્યારે હું બીમાર પડયો હતો ત્યારે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

મારી ઈયાદત માટે તશરીફ લાવ્યા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારા હકમાં આ દુઆ ફરમાવી :

شَفَى اللّٰهُ سَقَمَكَ وَغَفَرَ ذَنْبَكَ وَعَافَاكَ فِىْ دِيْنِكَ
وَجِسْمِكَ اِلٰى مُدَّةِ اَجَلِكَ ؕ

અર્થ : અલ્લાહ તઆલા તમારી બીમારીને શિફા અતા ફરમાવે અને તમારા ગુનાહોને માફ કરી દે અને જીવન પર્યંત તમારા દીન અને તમારા બદનમાં આફિયત અતા ફરમાવે.

કેટલી અર્થસભર અને સર્વગ્રાહી (જામિઅ) દુઆ છે! કેમ ન હોય, અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક ઝબાનથી નીકળેલી દુઆ છે. એમાં દુનિયા અને આખિરત, વર્તમાન અને ભવિષ્ય, બદન અને રૂહ—મતલબ કે દરેક ચીજની દુઆ છે :

(૧) અલ્લાહ તઆલા બીમારીને શિફામાં તબ્દીલ કરી દે અને તંદુરસ્તી અતા ફરમાવે.

(૨) ગફ્ફાર—સત્તાર ગુનાહોની પર્દાપોશી ફરમાવે, નહિતર અમને દુનિયા અને આખિરતમાં અપમાન સિવાય બીજું શું પ્રાપ્ત થશે?

(૩) અલ્લાહ તઆલા દરેક બીમારીને રૂહાની અને જિસ્માની બંને રીતે આફિયત અતા ફરમાવે. જ્યાં સુધી જીવમાં જીવ છે, આફિયત અને તંદુરસ્તી સાથે ઝિંદગી ગુઝરે.

હઝરત ઉસ્માન ઈબ્ને અબીલ આસ (રદિ.)થી રિવાયત છે કે એમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દર્દની શિકાયત કરી, જે એમના બદનના કોઈ ભાગમાં હતી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : તમે દર્દની જગ્યાએ પોતાનો હાથ મૂકો અને ત્રણવાર બિસ્મિલ્લાહ કહો અને સાતવાર આ દુઆ પઢો :

اَعُوْذُ بِعِزَّةِ اللّٰهِ وَقُدْرَتِهٖ مِنْ شَرِّ مَا اَجِدُ وَاُحَاذِرُ۔

અર્થ : હું અલ્લાહ તઆલાની અઝમત અને કુદરતની પનાહ લઉં છું, તે તકલીફની બુરાઈથી જે હું પામી રહ્યો છું અને જેનો મને ખતરો છે.

હઝરત ઉસ્માન કહે છે કે મેં આ જ પ્રમાણે કર્યું તો અલ્લાહ તઆલાએ મારી તે તકલીફને દૂર ફરમાવી દીધી-
(સહીહ મુસ્લિમ, મઆરિફુલ હદીષ)

કોઇને કંઈ ઝખમ, ગૂમડું યા કશી તકલીફ થતી તો આપ એના પર દમ ફરમાવતા. જેમ કે શહાદતની આંગળી જમીન પર મૂકતા અને પછી આ દુઆ પઢતા :

بِسْمِ اللّٰهِ تُرْبَةُ اَرْضِنَا بِرِيْقَةِ بَعْضِنَا يُشْفٰى سَقِيْمُنَا بِاِذْنِ رَبِّنَا ط

અર્થ : "હું અલ્લાહ તઆલાના નામથી બરકત પ્રાપ્ત કરું છું, આ અમારી જમીનની માટી છે, જે અમારા પૈકી

કોઈના થૂંકમાં ભળેલી છે, જેથી અમારા બીમારને અમારા પરવરદિગારના હુકમથી શિફા આપે.” પછી તે જગ્યાએ આંગળી ફેરવતા. (ઝાદુલ મઆદ, મઆરિફુલ હદીષ)

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે પોતે બીમાર થતા તો મુઅવ્વઝાત (સૂરએ ઈખ્લાસ, સૂ. ફલક, સૂ. નાસ) પઢી પોતાની ઉપર દમ ફરમાવ્યા કરતા અને ખૂદ પોતાનો મુબારક હાથ પોતાના બદન પર ફેરવતા. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તે બીમારી લાગુ પડી, જેમાં આપની વફાત થઇ તો હું આ જ મુઅવ્વઝાત પઢી આપ પર દમ કરતી, જેમને પઢી આપ દમ ફરમાવ્યા કરતા હતા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હાથ મુબારક આપના બદન પર ફેરવતી. (બુખારી, મુસ્લિમ, મઆરિફુલ હદીષ)

નોટ : મુઅવ્વઝાત પઢી હથેળીઓ પર દમ કરવામાં આવે. પછી તેમને માથાથી લઈ પગ સુધી આખા બદન પર ત્રણવાર ફેરવવામાં આવે. (અહકામે મય્યિત)

## બીમારથી દુઆની દરખ્વાસ્ત :

હઝરત અનસ (રદિ) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : “તમે બીમારોની ઈયાદત કરતા રહો અને તેમને દરખ્વાસ્ત કરતા રહો કે તે તમારા માટે અલ્લાહ તઆલાથી દુઆ કરે, કારણ કે બીમારની દુઆ બેશક મકબૂલ હોય છે અને તેના ગુનાહ

માફ કરી દેવાય છે.” (અત્તરગીબ વત્તરહીબ)

આ વિષે દ્વિતીય ખલીફા હઝરત ઉમર ફારુક (રદિ.)થી પણ એક હદીષ નકલ થઈ છે :

“હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ (રદિ.) બયાન કરે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જ્યારે તમે કોઈ બીમારની પાસે જાઓ તો તેને તમારા હકમાં દુઆ કરવાની દરખ્વાસ્ત કરો, કારણ કે તેની દુઆ ફરિશ્તાઓની દુઆ જેવી હોય છે.” (ઇબ્ને માજહ, મિશ્કાત શ.)

અલ્લાહુ અકબર, ક્યાં વહેમી લોકોની આ માન્યતા કે બીમારી એક અઝાબ છે તથા ગુનાહોની સઝા અને ક્યાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ તાલીમ કે બીમાર પર અલ્લાહ તઆલાની ખાસ રહમત ઉતરે છે અને તેની દુઆ વિશેષ રીતે મકબૂલ થાય છે. આ કેટલી મોટી બશારત છે કે બીમારના ગુનાહ માફ કરી દેવાય છે અને તેની દુઆ કબૂલ થાય છે, એટલું જ નહિ; બલકે તેની દુઆ ફરિશ્તાઓની દુઆ સમાન હોય છે, જેથી જ્યારે કોઈ બીમાર પાસે ઈયાદત માટે જાઓ તો તેને પોતાના માટે દુઆની વિનંતી કરો. જાણે બીમારીમાં બંદો ફરિશ્તાઓની માફક મુસ્તજાબુદ્દઅ્વાતનો દરજ્જો પ્રાપ્ત કરી લે છે અને પોતાના પરવરદિગારના અત્યંત મુકર્રબ (નિકટ-વર્તી) બંદાઓમાં શામેલ થઈ જાય છે.



# બીમારી અને ઈલાજ

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે પ્રત્યેક બીમારીની દવા છે. જ્યારે દવા બીમારીને અનુકૂળ આવી જાય છે તો અલ્લાહ તઆલાના હુકમથી બીમાર સારો થઈ જાય છે.
(મુસ્લિમ–મિશ્કાત)

સુનને અબી દાવૂદમાં હઝરત અબુદ્દરદાઅ (રદિ.)થી રિવાયત છે કે હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : બેશક, અલ્લાહ તઆલાએ બીમારી પણ ઉતારી અને દરેક બીમારી માટે દવા પણ પેદા કરી, એ કારણે તમે દવા કરો. અલબત્ત, હરામ ચીઝથી દવા ન કરો. (ઝાદુલ મઆદ, અહકામે મય્યિત)

## ઈલાજનો પ્રબંધ અને તેમાં સાવચેતી :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારીની હાલતમાં પોતે પણ દવાનો ઉપયોગ ફરમાવતા અને લોકોને

દવા કરવાની સૂચના પણ ફરમાવતા. ઈરશાદ ફરમાવ્યો કે હે ખુદાના બંદાઓ! દવા કરતા રહો, કારણ કે અલ્લાહ તઆલાએ એક બીમારી સિવાય દરેક બીમારીની દવા નિયુક્ત કરી છે. લોકોએ પૂછયું કે તે એક બીમારી કઈ છે? ફરમાવ્યું : અતિ વધુ ઘડપણ-બુઢાપો.

(તિરમિઝી, ઝાદુલ મઆદ, અહકામે મચ્યિત)

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારને નિષ્ણાત તબીબ દ્વારા ઈલાજ કરાવવાનો અને પરહેઝ કરવાનો હુકમ ફરમાવતા. (ઝાદુલ મઆદ, અહકામે મય્યિત)

હરામ ચીઝોને દવા તરીકે ઉપયોગમાં લેવાની પણ મનાઇ ફરમાવતા અને ઈરશાદ ફરમાવતા કે અલ્લાહ તઆલાએ હરામ ચીઝોમાં તમારા માટે શિફા મૂકી નથી.

(ઝાદુલ મઆદ, અહકામે મચ્યિત)

## મોતની તમન્ના અને દુઆ કરવાની મનાઈ:

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તમારામાંથી કોઇ કશી તકલીફ કે દુઃખદર્દના કારણે મોતની તમન્ના ન કરે અને ન તો મોતની દુઆ કરે. જો રોગ, પીડા અને દુઃખદર્દથી તદ્દન જ મજબૂર થઈ જાય તો આ પ્રમાણે દુઆ કરે :

اَللّٰھُمَّ اَحْیِنِیْ مَا کَانَتِ الْحَیَاۃُ خَیْرًا لِّیْ وَتَوَفَّنِیْ اِذَا کَانَتِ الْوَفَاتُ خَیْرًا لِّیْ ۔

અર્થ : હે અલ્લાહ તઆલા! જ્યાં સુધી મારા માટે ઝિંદગી બેહતર હોય ત્યાં સુધી તું મને જીવંત રાખજે અને જ્યારે મારા માટે મોત બેહતર હોય તો તે સમયે તું મને વફાત આપજે. (બુખારી, મુસ્લિમ, મઆરિફુલ હદીષ)

## બીમારીમાં તંદુરસ્તીના સમયના આ'માલનો સવાબ :

હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જ્યારે બંદો બીમાર પડે અથવા સફરે જાય અને આ બીમારી યા સફરના કારણે પોતાની ઈબાદત વગેરેના મા'મૂલાત પૂરા કરવાથી મજબૂર થઈ જાય તો અલ્લાહ તઆલાને ત્યાં એના આ'માલ એ જ પ્રમાણે લખવામાં આવે છે, જે પ્રમાણે તે તંદુરસ્તી કે સ્વાસ્થ્યની હાલતમાં અને ઈકામતના જમાનામાં કરતો રહેતો હતો. (બુખારી–મઆરિફુલ હદીષ)

## બીમારીની હાલતમાં પઢવાની દુઆ :

જે માણસ બીમારીની હાલતમાં નીચેની દુઆ ચાળીસ વખત પઢશે તો જો તે મૃત્યુ પામશે તો તેને શહીદ જેટલો સવાબ મળશે અને જો સારો–તંદુરસ્ત થઈ જશે તો તેના તમામ ગુનાહ માફ કરી દેવાશે :

لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحَانَكَ اِنِّىْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ ؕ

અને જો બીમારીની હાલતમાં નીચે ટાંકેલી દુઆ પઢશે અને વફાત પામશે તો એને દોઝખની આગ લાગશે નહિ :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ اَللّٰهُ اَكْبَرُ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ

(તિરમિઝી, નસાઇ, ઇબ્ને માજહ)



# સમાપ્ત





# نافرمان کو فرمان بردار بنانے کا وظیفہ

اولاد یا جو کوئی نافرمان ہو اسے فرمانبردار بنانے کے لئے حسب ذیل آیت کریمہ ۵۰۵ مرتبہ ہر روز بعد العشاء اکیس ۲۱ روز تک پڑھیں، انشاءاللہ وہ فرماں بردار بن جائیں گے۔

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَ ذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا۔ (پارہ ۱۹ ع ۴ الفرقان آیت ۷۴)